# ગંભીર ગોટાળો

યાને

# કુદરતનો કોપ.



છપાવી પ્રસિદ્ધ કરનાર,

**બાબુ નારણદાસ મોહનલાલ.**

ઠે. દરીયાપુર નાની હવેલીની પોળ—અમદાવાદ



અમદાવાદ કાળુપુર કપાસીઆ બજારમાં ધી રોયલ પ્રિન્ટિંગ પ્રેસમાં
પટેલ રાયચંદ હીરાચંદે છાપ્યું

આવૃત્તિ ૧ લી. —— પ્રત ૨૦૦૦.

સંવત ૧૯૮૫. સને ૧૯૨૯.

કીંમત ૭ પાઈ.

# ગંભીર ગોટાળો

## યાને કુદરતનો કોપ.

---

હાય હાયરે ગુજરાતમાં કેર કર્યો ભારી,
તમે સાંભળજો નર ને નારી;
કુદરતનું ઢોલ રહ્યું વાગીરે   હાય. ૧

તમે સાંભળજો મીંડીઆ જવાનો,
સત ધર્મનો મારગ સંભારો;
માથે મોત રહ્યું છે ગાજી,
મોજ શોખ તમે ભાઈ ત્યાગો   હાય. ૨

દૂર દેશથી જળદેવ આવ્યા,
અમદાવાદમાં ફાવ્યા,
ગાય ભેંસોના જાન હરી લીધારે.   હાય ૩

સાબરમતીની સુણજો કહાણી,
ભારે નદીમાં આવ્યું પાણી,
રાડ પડી છે કારમી ભારેરે   હાય. ૪

# ગંભીર ગોટાળો

## યાને કુદરતનો કોપ.

---

હાય હાય રે ગુજરાતમાં કેર કર્યાં ભારી,
તમે સાંભળજો નર ને નારી;
કુદરતનું ઢોલ રહ્યું વાગીરે   હાય. ૧

તમે સાંભળજો ઘડીઆ જવાનો,
સત કર્મનો મારગ સંભારો;
માથે મોત રહ્યું છે ગાજી,
મોજ શોખ તમે ભાઈ ત્યાગો   હાય. ૨

દૂર દેશથી જળદેવ આવ્યા,
અમદાવાદમાં ફાવ્યા,
ગાય ભેંસોના જાન હરી લીધારે.   હાય ૩

સાબરમતીની ગુણ જે કહાણી,
ભારી નદીમાં આવ્યું પાણી,
રાડ પડી છે કારમી ભારે   હાય. ૪

ભાઈ સરઘસવાળો આવ્યો,
કે તે તો શંકરના દીકરાને લાવ્યો;
તેને જળદેવમાં ઉતાર્યોરે. હાય. ૧૨

ભાઈ હાથીએ કામ કેવું કીધું,
અરે પાણીથી માણસ ખેચાતાં;
સૂંઢથી તો જીવ બચાવ્યારે. હાય. ૧૩

જાનવરે તો કામ કેવું કીધું,
તેના જેવું મનુષ્યે ના કીધું;
હવે ભાઇને જીવવાનું ખોટું રે. હાય. ૧૪

તમે આળસને નિંદ્રા ત્યાગો,
કે પુન્ય પરમારથનો મારગ ઝાલો;
તેથી થાશે જીવનો ઉધારોરે. હાય. ૧૫

કંઈક મકાનમાં તાળાં વસાયા,
કંઈક જનના તો દીલમાં ડુબાયા;
કંઈક જનો તો ફાવ્યારે. હાય. ૧૬

હવે લખાણ લખું છું થોડું.
ભુલચુક હોય તો સુધારી લેવું;
બાબુ નારણ સનમુખ ગાયે. હાય. ૧૭

લી. બાબુ નારણદાસ મોહોલ્લાલ.
ઠે. દરીયાપુર નાની હવેલીની પોળ અમદાવાદ.

(રાગ–મેરે મૌલા બુલાલે મદીના મુજે.)

ખરચાં ખુબ વધ્યાં હવે બંધ કરો,
ખીસાં ખાલી થયાં તેનો ખ્યાલ કરો.

રોટી વીના બંધુ કરોડો, આ દેશમાં આજે રહે.
વીના મોતે કંઇક મરતા, કહેતાં આંસુડાં વહે;
એવા દીન બંધુ જરા વહાર કરો (૨) ખરચાં.

કૉલર. નૅકટાઇ કોટ જાકીટ, પેન્ટ વિદેશી પહેરતાં,
વેશ ગમે નહીં દેશનો, વિદેશીમાં રાજી થતાં;
વેશ દેશનો ના તમે દુર કરો (૨) ખરચાં.

આંખો છતાં ચસ્મા ચડાવો, બુટો જુવે વીલાયતી,
થયો તબેલો સાફ પણ, ફેશન હજુ ના કઇ જતી;
ફેશન, ફેશનમાં શું ! કુલ્યા કરો (૨) ખરચાં.

ખરચાં વધ્યાં આજે ઘણા, અત્તર, અને તેલો તણા,
ભભકા નહી ભારે ખુવારી, થઇ દેશની રહી ના મણા;
ભભકા ખોટા હવે ભાઇ દુર કરો (૨) ખરચાં.

ધર્મભ્રષ્ટ વીદેશી બીડીયે, લાખો કરોડો જાય છે,
અક્કલ વીનાના આદમીથી, ના હજુ છોડાય છે;
હાલ બેહાલ થયા બંધુ ખ્યાલ કરો (૨) ખરચાં.

ફેશન તણા ફંદે ફસાઇ, શું ફાયદો કાઢયો કહો;
દેશનો પૈસો ખરે પરદેશમાં ચાલ્યો ગયો,
હવે રહ્યો તેનો કંઇ બચાવ કરો (૨) ખરચાં.

મેટ્રીક થયા, બી. એ. થયા, એમ. એ. થયા શા કામના,
ભટકી ભણેલા ભીખ માગે આ દેશમાં આજે ઘણા;
પુનઃ હુન્નર ઉદ્યોગને હાથ ધરો (૨) ખરચાં.

ભણ્યા ભણ્યા પણ ન ગણ્યા, અને જ્ઞાન ગોખણીયું રહ્યું.
શુરવીરતા બેઠા ગુમાવી, હાડ હરામી થઇ ગયું;
આશા પરની સદાનો ત્યાગ કરો (૨) ખરચાં.

શોખો વધ્યા હોટલ તણા, પૈસા ખરાબી થાય છે,
ચાયના પ્યાલા ચડાવી, શક્તિ શરીરની જાય છે;
એવા શોખ નમાલાનો નાશ કરો (૨) ખરચાં.

નાટક સીનેમાના બહુ શોખો વધ્યા આજે ખરે,
તન, મન અને ધનની ખરાબી, આંખો ના ખુલે અરે;
પૈસા બરબાદી થતાં હવે બંધ કરો (૨) ખરચાં.

ઓઝલ તણી રહેનારીઓ, આજે અહીં અથડાય છે,
નાટક સીનેમા ભરી બજારે બહુ ભટકવા જાય છે;
બહુ છુટાપણું દેવું બંધ કરો (૨) ખરચાં.

ફેશન વધી છે નવ નવી, પોલકા અને ચોળી મહી,
ગુણીકા ગણા વેશો ભજાવે, ચમ્પલ વીના ચાલે નહી;
નથી સાર ફેશનમાં વીચાર કરો (૨) ખરચાં.

ગન મોહયા મલમલ થકી, બારીકથી બ્હેનો તણા,
ફાયદા કાઢયો નહી પણ વ્યભીચાર વધ્યો રહીના મણા;
એવા બારીક વસ્ત્રનો હવે ત્યાગ કરો (૨) ખરચાં.

ચુડી ગઈ ચુલા મહી, શોખો વધ્યા બંગડી તણા,
એ કાચના કટકા થકી, પસા થયા છે પાણી ઘણા;
જુના રીત રીવાજો ના દુર કરો (૨) ખરચાં.

આવક ઘટી ખરચાં વધ્યા, ઉંઘો છતાં શું ! આંધળા,
પસ્તાઇ મરશો આખરે, રોટી વીના સમજો ભલાં;
કહે શામજી કહેવું મારૂં કાન ધરો (૨)

( બોટાદવાલા. )



